४१२१ १० १५

# हरिश्चंद्र ने तारामतीना
# नाटकनां गायन.

રચનાર

H. M. Sheth.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મુ. છોટાલાલ છગનલાલ.



અમદાવાદ.

રીચીરોડ ઉપર "સત્યપ્રકાશ" પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપ્યાં.

સંવત ૧૯૪૬

કીમત ૨ આના

४१-२१

# हरिश्चंद्र ने तारामतीना नाटकनां गायन.



## સ્થળ—નારદનું વિચારભુવન.

નારદ— (કહું શું નશીબ દુઃખીઓ કીધોછે.) એ રાહ.

બ્રહ્મા સુત હું નારદ કહાઉં, જ્યાં હોય સંપ ત્યાં કુસંપ કરાઉં ટેક.
બાણાસુરને શ્રી કૃષ્ણ સાથે, તેમ વિશ્વામીત્ર વશીષ્ટ લડાઉં. બ્ર૦
પડશે મજા બહુ જોવાની ત્યારે, ચાલ ઝટ ઈંદ્ર પાસે હું જાઉં બ્ર૦



## સ્થળ—ઈન્દ્રની કચેરી.

(ઈંદ્રની સભા ભરાઇ છે એવામાં નારદમુની અંતરીક્ષથી ગાતાગાતા પ્રવેશ કરે છે.)

નારદ— (ભજ મન નારાયણ નારાયણ નારાયણ.) એ રાહ.

મન ભજીલે ભજીલે સીતારામ. ટેક.
કોઈ ભજે વિશ્નુ દેવા, કોઇ ભજે રામ;
કોઇ શંકર ત્રિપુરારી, કોઇ હરીનું નામ. મન૦
ભજે કોઈ હનુમંત, કોઇ કાળી, મહાકાળી;
બહુચર, ચંડી, કોઇ ભજેછે, કોઇ આરાસુરવાળી. મન૦
સર્વ જન લોગ અનેક તરેહથી, પુજે સર્વે દેવ;

સેવા કરે દેવની તેથી, પામે શીવ સુખભવ. મન૦

( પછી વશિષ્ટ અને થોડીવારે વિશ્વામીત્ર પ્રવેશ કરે છે. તે બંને રૂષીઓને ઇંદ્ર ઉભો થઇ પ્રણામ કરી કહેછે. )

ઇંદ્ર— ગીતી.

આપ પધારી અત્રે, કૃતાર્થ મારો જનમારો કીધો;
દર્શ લાભ વળી દઈને, પાવન મારો આશ્રમ તમે કીધો.

( થોડી વારે ઇંદ્ર નારદને પુછે છે. )

ઇંદ્ર— ભૂપ કલ્યાણ.

અહો નારદ મહારાજ, નમન કરૂં આજ;
કૃપા કીધી દાસપરે, મારા શિરતાજ. ટેક.
પુછું પ્રશ્ન જે આજ તમોને, કૃપા કરી તે કહો;
મૃત્યુલોકમાં કોણ નૃપ છે, સત્યવાદી જે લહો. અહો૦

નારદ— ઉપલી રાહ.

સુણ્ય સુરેંદ્ર તું, જે સત્ય હું કહું;
પ્રશ્ન તારા તણો આજ, ઉતર હું લહું. ટેક.
હરિશ્ચંદ્ર જે સુર્યવંશી તે, સત્યવાદી કહેવાય;
અયોધ્યા પુરી નૃપ તે છે, સર્વ રાયનો રાય. સુણ૦
કદી આભ ભૂ મંડળ બંન્ને, રસાતાળ થઈ જાય;
તો પણ તે અસત્ય વદે નહીં, એવો તે છે રાય. સુણ૦
એના તુલ્યે દ્વીજન કોઇ, જોયો નથી જગત માંહી;
સત્ય વચન હું મુખથી મારા, પ્રકાશ કરૂંછું આંહી. સુણ૦

( નારદનું આવું કહેવાથી વિશ્વામીત્ર ને વશિષ્ટ બંને જણ સામસામી વાદ કરી તકરાર કરેછે તેઓને ઇંદ્ર શાંત પાડે છે. )

ઇંદ્ર— ઇંદ્રસભાની ગજલ.

શાંત થાઓ શાંત થાઓ, તમ રૂષી રાય;
કરો નહીં કલેશ કાંઇ પોતાનીરે કાય.
ધીરા થઈને સાંભળો તમે મારી એક વાત;
સુરત કરો બન્ને જણા, અત્રે એક સાક્ષાત.
હારે બન્ને જણમાં કોઈ, આપે તપ ફળ;
ખાલી કલેશ શાને કરો, થઈને આપ વિકળ.

વશિષ્ટ.
વિશ્વામીત્ર. } બંન્ને એજ રાહ.

કબુલ કબુલ કબુલ સર્વ, છે અમારે રાય;
હારે અમ બેમાં તેનું, તપ ફળ જાય.

વિશ્વામીત્ર— રાગ ઓખાહરણનો.

સાંભળો ઇંદ્ર મારી એક વાત, ધ્યાન દઈ તમે સાક્ષાત;
રાખો વશિષ્ટને તમ પાસ, જેથી પુરી થાયે અમ આશ.
આપો મદદે યમ અગ્નીદેવ, જેથી પામીયે સત્યનો ભેવ;

વશિષ્ટ—નહીં ફીકર રાખશો કાંઈ, ખુશી સાથ રહી સહુ આંહી.
થાય તેટલું કરી લેજો, દુઃખ દેવાય તેટલું દેજો.
સર્વ કષ્ટ સહન કરશે શિષ, જરા પણ નહીં કરશે રીસ.

—o—

## સ્થળ—વિશ્વામીત્રનું વિચારભુવન.

વિશ્વામીત- (અફ્સોસ કે આંખોસે દેખાપા નહીં દેતા. ) એ રાહ.

કીધો વાદ મેં રે મુની, વશિષ્ટ કેરી સાથ;

આમાં લજ્જા રાખનાર. છે ત્રિલોકનો નાથ.
સાચાને જુઠો ઠરાવી, ખોટી કરી તકરાર;
હવે શો ઉપાય કરવો, કે જેથી પામુ પાર.
ક્રોડ ઉપાય કરી એને, વઢાવું હું અસત્ય;
તો તો જગમાં જશ વાધે, ને સૌ રાખે મમ પક્ષ.

—o—

## સ્થળ—હરીશ્ચંદ્રની કચેરી.

હરિશ્ચંદ્ર— (મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી.) એ રાહ.

કહો સચીવ માહરા, રાજ્ય તણો વૃતાંત;
મમ પ્રજા સુખી કે દુઃખી, સુણવા ખાંત.
મુજ નગ્રમાં કેવો ચાલે, વિદ્યાભ્યાસ?
કળાકૌશલ્યતા ને, કેવો હુન્નર પ્રકાશ?
ન્યાય શુભ રીતીથી, મળેછે પ્રજા જંનને?
શિક્ષા થાય કેવી, વળી દુષ્ટ દુર્જનને?
સૌ દેશ તણા નૃપ આણ માને છે કે નહીં;
તેહ તણો ખુલાસો, તમ કરોરે અહીં?

સત્યકિર્તિ— (અરે લાલદેવ ઈસ તરફ જલ્દ આ.) એ રાહ.

મહારાજ મનમાં, ન રાખોરે ભ્રાંત;
કરૂં ખુલાસો જે છે, સુણવાને ખાંત.
સૌ નૃપ આપની, માને છે આણ;
મળે ન્યાય સૌના, ગુનાની પ્રમાણ.
હુન્નર, કળા, કૌશલ્યતાનો જમાવ;

વિદ્યા દેવી ઉપર, આળનો ભાવ.
નહીં જોર દુશ્મન, દુર્જનનું કાંઈ;
કહી સત્ય વાત મેં, આપને આંઈ.

( કેટલુંક ભાષણ થયાબાદ વિશ્વામિત્રના બે સેવકો આવે છે. )

સેવકો— ( બોલો બોલ વિચારીને આજ તોલ કરીને. ) એ રાહ.

સુણો નૃપ આ, વિનંતી આજ ઉર ધારી;
આવ્યા પત્રચવાને, કામ પડયું એક ભારી.
યજ્ઞ કરવા જોઇએ, હેમ એક લક્ષ ભારી;
આવ્યા જેથી છો, તમેરે બહુ પરોપકારી.
ઘણા યાચકોને દાન, આપ ઘોડો ભારી;
સર્વ રંક કેરાં દુઃખ, આપ નાંખો સારી.
છીએ વિશ્વામીત્ર, કેરા શિષ્ય આજ્ઞાકારી;
આવ્યા આપ પાસે, આજ અમે ઉમંગ ધારી.

ખેડુતો— રાગ ઓખાહરણ.

આવ્યા ફરીયાદ કરવા કાજ, ધ્યાન ધરી સંભળાવો મહારાજ
આવ્યાં જંગલી પશુઓ ભારી, ધાંન ખાઈ કીધા દુખીયારી.
મારીએ પણ તે નહીં જાએ, ઉલટાં તે અમ સાંમાં ધાયે.
બાળ બચ્ચાંને પણ મારી નાખે, નહીં બાકી કોઇને રાખે.
કોણ જાણે આવે કયાંથી ટોળાં, તેનાં માથાં જાણે મોટાં કોળાં.
દેખાય વિચિત્ર તેમના ડોળ, કૃપા કરી કરો તેની ખોળ.

( તે સાંભળી હરીશ્ચંદ્ર ક્રોધાયમાન થઈને )

હરિશ્ચંદ્ર— કહારવો.

( છોકરાઓ આવો છાપ કાંટે રમીએ આજેરે. ) એ રાહ.

શાણા સરદારો મારા લગારે ન વારરે. ટેક.
ચાલો વેલા થાઓ, પશુ મારવાને ધાઓ. શાણા૦
રંક કરી વારેરે, જે પશુઓને મારેરે.
તેને ઇનામ દઊં હું ભારી, ધ્યાન રાખો કહું શીખ મારી;
હૈયામાં ઉલટ ધારી, બખતર હાથે લ્યો હથીઆરરે. શાણા૦
કોઈ લ્યો ભાલા બરછીરે સૈ ચાલો સાથે હરખીરે;
લ્યો કટારને તલવાર, બંદુકો તેગબર સાર.
કરો કામકું તૈયાર, ચાલો હણવાને જંગલી પશુ સૈ આવારરે. શાણા૦
દયા કરો અળગીરે, નહીં માયાને રહો વળગીરે;
કરો અળગો સહુ પરીવાર, ધરો હિંમતથી હથીઆર.
કહું હું કેટલી વાર, નહીં કાયર થાઓ સુરા થાઓ સૈ સરદારરે શા૦
જાઓ થાઓ તૈયારરે, હું આવું આવારરે;
રાણી વાસમાં જઈ, પ્રિયા મારીને કહી.
નહીં ખરી રહું ત્યાં જઇ, આ આવ્યો વેગે ખોટી નહીં થઉં લગારરે.
શાણા૦

—૦—

## સ્થળ—રાજ્યમહેલ.

તારામતિ— દક્ષીણી રાહની લાવણી.

કેમ ના'વિઆ, હજુ પ્રાણ પતિ પ્યારારે. ટેક.
મન મુઝાય, કંપે કાય, દુઃખ થાય, દીલમાંય;
રહે છે જેથી ન્યારારે. કેમ૦
દાશી માહરી, વેગે ધા તું આણી વારરે;
ખબર લાવ, જલદી આવ, નાખ્યા નાવ, વેગે ધાવ.
ખોટી ન થા લગારરે. કેમ૦

દાશી— (નારીના કટાક્ષ પાસે પુરૂષછે ગુલામ ) એ રાહ.

કેમ ઉદાશ થાઓ બાઈ? આવશે પ્રાણનાથ;
કરો ન આમ ચિંતા તમે, વિનવું જોડી હાથ.
રાજ્ય કેરા કાજમાં, રોકાણા તે હશે;
કાર્ય પુર્ણ કરીને બાઇ વેગે આવશે.
તે કરતાં હું જાઊં બાઇ લાવવા ખબર;
પ્રતિહાર કેરો મુને, આવે છે સ્વર.
પધાર્યા મહારાજ બાઇ, ચિંતા દુર કરો;
જાઉ છું હું આહીયા હવે, હૈડે હર્ષ ધરો.

(દાશી જાય છે.)

તારામતિ— રાગ કાલીંગડાની ઢબં.

કેમ આવ્યા ધસમસ્યા, કહો પ્રાણનાથ પ્યારા;
એનું શું કારણ તે? મુજ પાસ કહોરેજી.
સાંભળવા હોંશ ઘણી, હૈડા માંહી પ્યારા;
બાવરા બન્યાછો શ્યા કારણેરેજી.

હરીશ્ચંદ્ર— ઉપલી રાહ.

આવ્યો રજા લેવા, તુમ પાસે મારી પ્યારી;
જાવુંછે અરણ્યને વિષે, આજ રેજી.
આવી પશુ જંગલી નુકશાન કરે ભારી;
મારવાને માટે જાવું, ગાહરેરેજી.
આવ્યા ખેડુત અર્જે કરવા, મુજ પાસે પ્યારી;
મારે તેઓ તણી વારે ધાવુંરેજી
ઝટ રજા દઈદે મુને મારી પ્રાણ પ્યારી;

ખોટી નકર જરાતું મુને આંહીરેજી.
સર્વ સૈન્ય તૈયાર થઇ, ઉભું મારી પ્યારી;
વાટ જોતા હશે તે સહુ ગાહરીરેજી.
આવ્યો રજા લેવા મળવા, તુને મારી પ્યારી;
હવે જાઉ છું પ્યારી ત્યાંહરેજી.
ન કરીશ ચિંતા મન વેગે આવું પ્યારી;
હર્ષથી રેજે હમેશાં આંહીરેજી

તારામતી-- સીંહાનો કનરો.

કૃપા કરી સ્વામી સંગે લ્યો મારા,
વિનવે જોડી હાથ તમને આ દારા. કૃપા૦
અરણ્ય જોવાની હોંશ છે મુજને,
વળી સંગે રહેવા માગું હું પ્યારા. કૃપા૦
કદી અળગી નહીં રહું હું તમથી,
એવી પ્રતિજ્ઞા કરૂં સ્વામી મારા. કૃપા૦
પતિવ્રતાનો ધર્મ હું પાળું,
પુર્ણ પ્રિતે ચિતે અંગે હું મારા. કૃપા૦
આવવા આપને અજ ગુજારૂં,
તે સ્વીકારો તમ પ્રાણ પ્યારા. કૃપા૦

હરીશ્ચંદ્ર-- આશાગોડી.

અત્રે રહે તું વિચારી, પ્રિયા મારી અત્રે રહે તું વિચારી. ટેક.
છે અયોગ્ય આવવું મમ સંગે, રહે તું અત્રે ઉલ્લટધારી. પ્રિયા૦
જંગલી પશુઓ બહુ ઘાતકી છે, દેખી બીહે તું તો પ્યારી. પ્રિ૦
નથી એમાં ઝાઝા દીન થવાના, આવીશ ઝટ એને મારી. પ્રિ૦

શાને માટે તું કરે પ્રતિજ્ઞા ? છે અયોગ્ય એ પ્યારી. પ્રિયા૦
ધૈર્ય ધરી નારી અત્રે રહે તું, ચિંતા તજી હોંશ ધારી. પ્રિયા૦

## સ્થળ—જંગલમાં વિશ્રામઠામ.

સોયણીની ગઝલ.

હરીશ્ચંદ્ર— ( દાઝ ઉઠી છે દુઃખની દીલમાં. ) એ રાહ.

સુણ પ્યારી, આજ મારી, સ્વપ્ન તણી વાતરે. ટેક.
મુજ પિતા સ્વર્ગે ગયો, રાજ કાજ મેં તો લહ્યો;
પરણી પ્રેમદા સુખી થયો, પંચ કહું સાક્ષાતરે. સુણ૦
ઋષિ આવ્યા એ સમ, તેણે કહ્યું સ્ત્રી એક દો તમ:
તેની સંગે બીજી ભમ, તેથી દુઃખ થયું મુજ જાતરે. સુણ૦
ત્રીજી તો વળી અંધ થઈ, ચોથી તજીને જતી રહી;
માત્ર એક મુજ સંગમાં રહી, વધુ દુખ થયું સાક્ષાતરે. સુણ૦

સત્યકીર્તિ— સોરઠની ગઝલ.

સુણો સ્વામી માહરા, જે સ્વપ્ન રાતે મને થયું.
જોગી સંગ જે જશે, તે રાજ્ય તમારૂં હશે;
બીજી જાશે તેના સંગમાં, તે લક્ષ્મી ધારીને કહું. સુણો૦
ત્રીજી નારી જે અંધ થાશે, તે તુમ પ્રિયા વેચાસે;
ચોથી તજીને જતી રેહેશે, તે પુત્ર આપને સત્ય કહું. સુણો૦
પાંચમી રે'શે આપ સંગ, કદી સત્યતા ન પડે ભંગ;
મમ વાત સર્વે સાચી જાણો, કહેતાં મુજને દુઃખ ભયું. સુ૦

ગુણકાઓ— ઠુમરી.

અપના દરસન બિન આખીયાં તરસ રહી;

માહે પલ પલ નિંદ ન આવેરે. અપના૦
જ્યું ચાહે મીન, જલકું ચિતે;
યું ચાહું મેં આપકુ પ્રિતેરે. અપના૦
ચંદ્ર બિના જ્યું, ચકોર દુઃખી;
આપ બિન ઘડી, પામુ ન સુખરે. અપના૦
રેખ મેં મુખડા, દુઃખડા કીયા દુરે;
ઘડી બાર આપ, બિન રયું ન સઝુરરે. અપના૦

સત્યકીર્તી— (શ્રાવી કલંક કેમ લેશેરે.) એ રાહ.

શું મુખથી બોલો આ વચન, માગો શું વિચાર કર્યા વિનારે.
કેમ માગો રાજ્યછત્ર રાજન. માગો૦
એ તો રાજપનું ચિન્હ કહેવાય; માગો૦
માગ્યું કોઈને તે નહીં અપાય. માગો૦
માગો માગો બીજું તમે આજ; માગો૦
જેથી થાય સફળ કહું કાજ. માગો૦

હરીશ્ચંદ્ર— ઉપલી રાહ.

આવું અધટીત કેમ વદો વેણ? વારાંગના વિચારી વદોરે.
પરસ્ત્રી મારે માત ને બેન. વારાંગના૦
સ્ત્રીહત્યા મુજથી ન કરાય; વારાંગના૦
તેથી પ્રાણ તુમ આજ બચાય. વારાંગના૦
કહી શાસ્ત્રમાં સ્ત્રીહત્યા સારૂ; વારાંગના૦
તેથી મારતો નથી તમને ઠાર. વારાંગના૦
જાઓ થાઓ ચક્ષુથી મુજ દૂર; વારાંગના૦
ઠેરો નહીં ઘડી એક સઝુર. વારાંગના૦

હરીશ્ચંદ્ર--(પોતાનો પોશાક ઉતારતી વખતે) મરાઠી ચાલની સાખી.

ઉતારૂં મમ વસ્ત્રાભુષણો, હીંમત ધરી આ વાર;
અલંકાર હું અળગા કરીને, ભેખ ધરવા છું તૈયાર.
મુગુટ તને મેં બહુ દીન ધાર્યો, કર્યો બહુ સતકાર;
કુંડળ કર્ણથી અળગા કરૂં હું, તજું આ હીરાહાર.
તજું કંઠેથી મુકતાની માળા, ગળચવો છંડું અત્યાર;
આંગળીથી હું અળગા કરૂંછું, વેઢ વીંટી આ વાર.
જરીયાન જભો શું રે હું પેરૂં, કટીથી હેમની સાંકળ;
ચરણેથી હું તોડો તજુંરે, વળી તજું નચજલ.

(તારામતી પત્યે.)

પ્રિયા તું મારી અહીંઆંરે આવ, શરમ મુકી આ વાર;
વસ્ત્રાભુષણો ઉતારી દે તું, ઋષિને નહીં કર વાર.

તારામતિ — ઉપલી રાહ.

સ્વામી વચનથી સર્વે તજુંછું, કંઠના સર્વે શૃંગાર;
તજું સાડી કંચુકી જરીયાન, જડીત્ર કંકણ ચુડી સાર.
સર્વે તજું અલંકાર હું અંગના, વેગે આણીવાર;
પ્રિય પુત્ર તું તજરે તારા, સુશોભિત શણગાર.

રોહિતાશ્વર-- દક્ષણી રાહની લાવણી.

માતુ માહરી, આ શું વદો વાતરે. ટેક.
અરર હાય, કેમ તજાય, મન મુઝાય, લાગે લહાય,
તજતાં આ શૃંગાર માતરે, માતુ૦
બહુ મુને ગમે, પહેરવા આ શૃંગારરે;
સુણી વચંન, કંપે તંન વિકળ મંન જાવું વંન,
આશું વદો મારી માતરે. માતુ૦

## સ્થળ—શેહેર બાહારનો દેખાવ.

હરીશ્ચંદ્ર-- આશાવરી જોગીઓ.

પ્રણામ પ્રીતેથી કરૂં, આ શેહેરને આ વાર,
છોડી જાવા હવે તુને, થયો છું તૈયાર.
મહેલ બગીચા બંગલા વાડી કચેરી રાજ;
સર્વને કરૂં પ્રણામ વળી સકળ સમાજ.
ધન માલ કુટુંબને, વિશ્વામિત્રને પ્રણામ;
પ્રણામ વાહાલા વેશને, સહુ દેશને પ્રણામ.

(એવામાં કેટલાક લોકો નગરમાં જવા સારૂ આવે છે, તે હરિશ્ચંદ્રને ઓળખી પુછે છે.)

નગરબાહારના જનો--(જનુની જીવોરે ગોપીચંદની.) એ રાહ.

મહારાજા આમ શ્યા થકી, આવ્યા અત્રે આ વારજી;
ભેખ ધર્યો શાને કારણે, પુત્ર અને નર નારજી.
કેમ દીસો રાજા શોકમાં. ટેક.

હરીશ્ચંદ્ર—આવ્યા અત્રે અમ વન જવા, ભેખ ધરી સૌ આ વારજી;
નહીં દીલગીર થાઓ સૌ તમે, ખોટી થાઓ ન લગારજી.
આપ પધારો સુખે નગ્રમાં. ટેક.

ન. બા. જ.--શા માટે વન જવું પડે, ભેખ ધરીને મહારાજજી;
નથી દુખ તમ કોઇ વાતનું, પધારો પુરમાં આજજી. કેમ.

હરી--જાઓ સુખે તમ નગ્રમાં, નથી હું તમ મહારાજજી;
રાજ્ય સોંપ્યું વિશ્વામીત્રને, ખુશી થઇને મેં આજજી. આપ.

ન બા. જ.—શ્યા કારણથી સોંપ્યું આપે, વિશ્વામીત્રને રાજજી;
એ જોગડા શું રાજ્ય ચલાવશે, એને શી ગમ રાજકાજજી. કેમ.

( એટલામાં કેટલાક નગરવાશીઓ આવેછે. )

ફુકડચંદ—નહીં માનીએ રાજા એહને, કાઢીશું પુર બહારજી;
હુકુમ આપનો લેવા માટે, અમ કરી આમ વારજી.
પુરમાં પધારો વેહેલા રાયજી. ટેક.

હરીશ્ચંદ્ર–ખુશીથી રાજ મેં રે આપીયું, નહીં કરો કલેશ કાંઇ આપજી;
માનો આજ્ઞા સર્વ તેહની, દૂર કરે તમ પરિતાપજી. આપ૦

તલકચંદ—હાથે કરી શાને વોરી લ્યો, દુઃખ આપ મહારાજજી;
ગલીએ ગલી ભમનારાને, આપ્યું શું તમ રાજજી. પુરમાં૦

હરી૦—હતા પ્રથમ રાજન એ, પછી પામ્યા જોગીપદજી;
મહાન રૂષી પંડીત બાલા, તપસ્વી મહોન્મતજી. આપ૦

નગરશેઠ—કૃપા કરી આવો પુરમાં, અર્જ કરીએ મહાજનજી;
પુત્ર નારી શાને દુખી કરો, વેગે ચાલો રાજનજી. પુરમાં૦

હરી૦—વધુ વદી શાને દુઃખી કરો, વેગે જાઓ પુરમાંહીજી;
કરોડ ઉપાયે પાછો નહીં ફરૂં, કરો શોક ન કાંઇજી. આપ૦

માણેકચંદ—એક ડગ પગે નવ ચાલતા, કેમ ભમશો આપ વનજી;
તાઢ, તાપ નવ વેઠીઓ, કષ્ટ વેઠશો કેમ તનજી. પુરમાં૦

હરી૦—પુરવે કીધાં પાપ આ ભવે, વેઠવાં ધરીને ધીરજી;
એમાં કોઈનું ચાલે નહીં, ઉપાય કીજે લક્ષજી. આપ૦

વિદુશક—આપ વિના લાડ કોણ મને, લડાવશે મહારાજજી;
આવીશ સંગે હું આપને, નહીં તરછોડો આજજી. પુરમાં૦

હરી —મીત્ર વિદુષક માહરા, શોક નહીં કર લગારજી;
સુખે વસો આપ ગૃહમાં, કરો પોષણ પુત્ર નારજી. આપ૦

સૈન્યાધિપતિ–શિરછત્ર આપ હુકમ કરો, કરવાને એની ઘાતજી;
કપટે કરી રાજ એણે ગ્રહ્યું, મીલાવી સર્વ વાતજી. પુરમાં૦

હરી૦--નહીં કાઢો દોષ એહનો, આપ્યુ ખુશીથી મગ ધામજી;
માહે માગ્યાં દાન આપવાં, એ છે રાયનાં કામજી. આપ૦
માળીશા--વેગે પધારો સ્વામી પુરમાં, કૃપા કરીને આ વારજી;
દાસની દીલ અરજી ધરી, નહીં કરો વાર લગારજી. પુરમાં૦
નાલચંદ--આપ વિના સર્વે આંધળુ, લાગે શેહેર સમશાનજી;
ઘર અમને ખાવા ધાય છે, આવું સુણી ન રહ્યું ભાનજી. પુરમાં૦
ફતેહચંદ--સુણી ઝટ અત્રે આવીયા, અમ આપની પાસજી;
આળગા કરી કેમ જનઓ છો, પાછા ફરી પુરો આશજી. પુરમાં૦
વાત સુણી ભાન ભુલીઆ અંતર ઉઠી છે લ્હાયજી;
કંપારી છુટી અમ તનમાં, ધીરજ રહી નહી દીલ માંહ્યજી. પુરમાં૦
નગરશેઠ--શાને નિરાશ કરો સર્વને, પધારી પુરો આશજી;
કેમ મુગા થઈ ઉભા રહ્યા, શું જુવો છો ચોપાસજી. પુરમાં૦
હરીશ્ચંદ્ર-- મરાઠી ચાલની સાખી.

કરો નહીં કલ્પાંત પ્રજા મગ, ન ધો નાહક દુઃખ;
કોડ ઉપાયે નહીં આવવાનો, શેહેરનું જોવા મુખ.
અન્ન પાણી હરામ છે મારે, આ શેહેરનું ઓ ભાઇ;
વચન ફરે જ્યારે મુખથી મારા, વૃથા દુખે આવ્યો માઇ.
માનો સર્વે વિશ્વામિત્રની આજ્ઞા, આપશે તે તમને સુખ;
પાળશે સર્વને એરે પુત્ર તુલ્ય, નેકી થઇ નહીં આપે દુખ.
પધારો પ્યારા પુરમાં પ્રીતે, નહીં થાઓ નિરાશ કોય;
કર્મમાં લખીયું જેરે વિધાત્રી, તે તે નિશ્ચય હોય.

(બીજી બાજુએ કેટલીક સ્ત્રીઓ આવે છે.)

સ્ત્રીઓ-- (ગોપીચંદ લડકા જોગી હોજારે તજદે રાજને.) એ રાહ.
અહો રાજમાતા, પુર પધારોરે કૃપા કરી. ટેક.

તારામતિ—નહીં આવું હું બાઈ, કહેશો હવેરે તમ જો ફરી. ટેક.
૧લી સ્ત્રી—આમ કરવું ઘટે ન બાઇ, માનો મારૂં વચન;
દુખ અસહ્ય છે અરણ્ય કેરાં, કેમ વેઠશો તનરે. અહો૦
તારામતિ—લખ્યા વિધીએ લેખ કરમમાં, તે કેમ મિથ્યા થાય;
ઈશે જ્યારે અવસર આપ્યો, વેઠીશું દુઃખ કાયરે. નહીં૦
૨જી સ્ત્રી—કદી જમીનપર પગ નથી દીધો, કેમ ચાલશો વન;
કૃપા કરીને પુર પધારો, માની આપ વચનરે. અહો૦
તારામતિ-કદી નહીં આવું પુરમાંહી, રે'તું સ્વામી સંગ;
સ્વામીનું દુઃખ સહે માનુની, આપણે અર્ધું અંગરે. નહીં૦
સ્વામીને જે કષ્ટ દે નારી, મહા પાપી કહેવાય;
આજ્ઞા ઉલંઘન કરે સ્વામીની, તે નક્કી નર્કે જાયરે. અહો૦
માટે દુખમાં ભાગ પડાવું, સ્વામી સંગે રહી;
દુખ વખત ધીરજ આપું હું, એ ચાર વાતો કહીરે. નહીં૦
૩જી સ્ત્રી—સર્વ વાત તમારી સાચી, નવ છુટે તમ સ્નેહ;
તેથી કરીને સંગે લ્યો અમ, દુઃખ વેઠીશુ દેહરે. અહો૦
તારામતિ—નહીં યોગ્ય આવવું મુજ સંગે, સુખે રહો ગૃહ માંહી;
સ્વામી કેરી સેવા બજાવો, ખોટી ન થાઓ આંહીરે. નહીં૦

(એવામાં બેબાકળી બની તેની દાશી પ્રવેશ કરે છે.)

દાશી— ઉપલી રાહ.

અહો બાઇ મારી, કેમ મુકી જાઓ મુને અતરે. ટેક.
કૃપા કરીને આપ સંગે લ્યો દાશીને ઓ બાઇ;
નથી તેડયો આ પુત્રને આપે, કેમ ઉચકશો બાઇરે. અહો૦
ઘણા દિન આપ સંગે રહીને ખાધું આપનું અંન;

કેમ તે નિમકહરામ કરીશ હું, આવીશ દુઃખ વેઠવા તનરે. અ૦
મુજ પરિક્ષા જોવા કારણે આપ્યો અવસર પ્રશ;
તે માટે ચુકીશ નહીં અવસર, હરેક રીતે આવીશરે. અહો૦

.તારાગતિ-- (જફા વો સીતમકી સજાવાર હું.) એ રાહ.
અરે બાઇઓ શોક શાને કરે, વિધીએ લખ્યું તે કદી ના ફરે;
હતો જ્યાં સુધી આપણોરે સંજોગ, રહ્યાં ત્યાં સુધી હવે થયો વિજોગ.
એમાં નહીં ઉદાશ થાવું તમને ઘટે, અતિશે રડે દુઃખ નાહી મટે;
ધીરજ ધરી મનમાં રાખો પુર માંહી, ખોટી થાઓ નહીં ક્ષણ એક તમ આંહી.
કૃપા કરી સર્વને કહું છું આ વાર, વળો પાછાં પુરે તમે આણીવાર.

(એવામાં રોહીતનો મિત્ર આવે છે.)

સુણલાલ-- (સહીયર દુખ શું દાખવું)
મિત્ર મુકી ક્યાં જાય છે, સંગે લે તારી સાથ;
કદીએ અળગો નવ મુકતો, ફરતા ઝાલીને હાથ. મી૦
સંગે શાળે આપ ભણતા, રમતા નવ નવા ખેલ;
બાગ બગીચે ને વાડીએ કરતા આપણે સેલ. મી૦
દીસે ઘડી એક વર્ષ સમ, તુજ વીના આ મીત;
નહીં ગમે મુને તુજ વિના, શાણા મિત્ર પવિત્ર. મી૦
આવું સંગે પ્યારા તુજ તણી, નહીં ઘેર પાછો જાઉં;
કૃપા કરી સાથે તેડને, હું એકલો અકળાઉં. મી૦

રોહિતાશ્વર--શોચ ન કર પ્યારા મિત્ર તું, લખ્યા વિધિએ જે લેખ;
કરોડ ઉપાય કરે તોએ, થાય નહીં મીન મેખ. શોચ૦
કૃપા કરી પાછો જાને તું, મુકી પ્યારા કલ્પાંત;

ધૈર્ય ધરી તુજ મન વિશે, જા ઘેર થઈને શાંત. સોચ૦
લખ્યું હશે તો થઈશું ભેગા, નહીં તો છેલ્લા પ્રણામ;
તુજ શાણાને ઘટે નહીં, મીત્ર કરવુંરે આમ. સોચ૦

( નગરવાસી જનો શહેર તરફ શોકાતુર ચહેરે જાયછે અને હરીશ્ચંદ્ર વીગેરે સૌ વન તરફ ગમન કરેછે. )

—o—

## સ્થળ રસ્તો.

( હરીશ્ચંદ્ર વીગેરે વન તરફ જાય છે એવામાં શોકાતુર ચેહેરે દોડતો દોડતો સત્યકીર્તી આવે છે. )

સત્યકીર્તી— ઓખાહરણની રાહ.

ગહારાજ છો મમ શિરતાજ, શાને છુંડો શેવકને આજ.
ઘડી આપ વિયોગ જો થાયે, દુઃખ પામું હું મારીરે કાયે.
આપ વિના એકલો કેમ રહું, આપ વિયોગ કદી ન સહું.
કૃપા કરી સંગે લ્યો મુજને, નહીં ભારે પડું હું તુમને.
કાંઈ દાસ ઉપર દયા લાવો, કાંતો નગર ભણી પાછા આવો.
નહીંતો સ્વામી સંગે લ્યો મને, કરગરી કહું છું તમને.

—o—

## સ્થળ—ગોમતીનો આરો.

હરીશ્ચંદ્ર.<br>તારામતિ.<br>રોહીત.<br>સત્યકીર્તિ. } —( ગઇ ગાતુ મારી જવું તેની પાસે. ) એ રાહ.

ગોમતી માત છે તારો આધાર, કેમ કરી તુને ઉતરીએ પાર;

પુર ચડયું છે ચોપાસ ભરપૂર, કેમ જવાય કાશી ઝટ વાર. ગો૦
હવે નથી દીન ઝાઝારે બાકી, કેમ કરી ઋણ આપીશ તે વાર;
ભોગ તું લે ગમ રૂધીરનો માતા, ભોગ લઈ માગે દે તું આ વાર.
શાંત થા મા તું કર દયા સેવક ઉપર, ઉતાર પાંચ પેલેરે પાર. ગો૦
( રૂધીરનો ભોગ આપી સરવે જણ પેલે પાર ઉતરેછે. )

—૦—

## સ્થળ—રસ્તો.

( કાશીના બે માર્ગ આવવાથી સર્વે ખચકાઈને ઉભા રહે છે અને થોડે છેટે જોગીઓની પુર્ણ કુટીકા છે ત્યાં પુછવા માટે જાય છે. )

સર્વે સાધુ— ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો. ) એ રાહ.

જગત સહુ આ છે આળ પંપાળ, એમાં આખર નથી કાંઇ માલ.જ૦
માત, ભગની, સુત, દારા, સહોદર, તાત સહુ જુઠી જંજાળ;
એક ઇશનું નામ ખરૂં છે, બાકી બધું આળી ઝાળ. જગત૦
લેવાય તેટલું લઇ લ્યો ભાઈ, રહેશે તે બળી જાશે;
પાપ પુન્યનું જાણવું એમજ, કાયર જન પસ્તાશે. જગત૦
કરો કમાઈ ભગતીની ભાઇ, સાચી એ જગમાં સગાઇ;
ભાઇ ભાઇ સહુ કહેશે તમને, માયાના કહેવાશો ભાઇ. જગત૦
ફુટી બદામ જો નહીં હોય પાસે, તો બોલાવશે નહીં કોઈ;
પામશો અપમાન જશો જયાંઈ જયાંઈ, બેશી રે'શો સામું જોઇ. જ૦
માટે કરી લ્યો ભક્તી પ્રભુની, સર્વમાં છે એ શ્રેષ્ટ;
પામશો સુખ ભવો ભવે જેથી, દુઃખ નહીં દેખો જયેષ્ટ. જગત૦

( સાધુઓ સ્તુતી કરી રેહે છે એટલે તેઓને હરિશ્ચંદ્ર પુછે છે. )

હરિશ્ચંદ્ર— (ગીરધારીરે વાત કહું છું વિચારો.) એ રાહ.

સાધુ જનરે સુખકારી છો સારા, છો મુજ ચક્ષુ તણા તમે તારા;
નમીયે તમનેરે પ્રીતેથી અમ આજ, પુછીયે વાત તમને મા'રાજ.

ઝુલ.

આ રસ્તા બે છે સ્યામ, ક્યે રસ્તે કાશીનું ધામ, અમને કહોને આતમારામ; પ્રીતેથીરે એ પંથે પરવરીએ, ત્યાં જઇ અમે અમ કાર્ય કરીએ.

સાધુ—(રાજા વાત કહું છું સાચી પરણ્યો સાથ મારી એ) એ રાહ.

વાટ બન્ને આ કાશી તણી જાણો ભાઇરે (૨) ટેક.
જાણો ભાઇરે, સત્ય માનો ભાઇરે. વાટ૦
એક પંથ છ માસનો કેરો. બીજો છે નાનો;
એ માર્ગ બહુ વિકટ છે તે, સત્ય તમે માનો. વાટ૦
ટુંકે પંથ અનેક તરેહની, ભોગવશો અડચણ;
લાંબે પંથે કોઈ ન મળે, ભો, અડચણ એક ક્ષણ. વાટ૦

—૦—

## સ્થળ—ભુતાવળીની જગા.

હરીશ્ચંદ્ર— બંજારા.

અહો પિશાચો છો સુખકારી, સુણો આજ અરજ એ અગારી. ટેક.
કરો ભક્ષ તમે આજ મારૂં, જેથી કારજ થાય તમારૂં;
વળી આપ થશો ઉપગારી. અહો૦
દુઃખી દીનની અરજ દીલ ધારો, ઝટ આવી મુને સંહારો;
પામું ઉદ્ધાર આપ હાથ ભારી. અહો૦

તારામતિ—પ્રાણનાથને નહીં તું ખાય, આવી ઝટ તું મુજપર ધાય;

કર તૃપ્ત શરીર મુજ ગાડી. અહો૦

રોહીતાશ્વર--નહીં ખાર તું મગ તાત માત, સત્ય કહું છું તને સાક્ષાત; ઝટ નાંખ તું મુને સંહારી. અહો૦

સત્યકીર્તી--નહીં ખા તું પુત્ર નરનાર, વેગે આવી તું મુને સંહાર; બચાવ ત્રણેને આ વારી. અહો૦

નક્ષત્ર--નહીં મુજ સામા તું ધાય, આ ચારે જણાને તું ખાય; ઉગાર વિનતી ઉર ધરી મારી. અહો૦

પિશાચ--નહીં ખાઇએ તમો ચાર જણને, નક્કી ખાઇએ આમ બ્રાહ્મણને; ખુબ તૃપ્ત થયો લાડુ ખાઈ. અહો૦

—o—

## સ્થળ—રસ્તો.

હરીશ્ચંદ્ર--( ભરથરી ભ્રાતા, વિચારીને વદો વાણ ) એ રાહ.

હે રૂષી રાજ ( ૨ ), નહીં સતાવો મુને આ વાર;
આથી વધુ કષ્ટ પામીશ તોપણ, ડગીશ નહીં તલભાર.
આ દેહમાંથી ( ૨ ), કદી જીવજ જુદો થાય;
સમુદ્ર માઝા મુકે પણ નહીં, ડગુ એ રૂષી રાય.
આ દુઃખ કરતાં ( ૨ ), વળી ઉતારો જીવતી ખાલ;
તે કરતાં વળી અરપુ શીશ હું, ઉતારો તે તતકાળ.
કદી ફુટેલ ઘડો ( ૨ ), જો કાંઠા સુધી ભરાય;
તોપણ અસત્ય વદુ નહીં, કદી સોટીથી જળ જુદાં થાય.
સીંહ ઘાસ ખાય ( ૨ ), પશ્ચિમ પ્રગટે જો ભાણ;
નેવનાં નીર મોભે જાય પણ, અસત્ય વદુ નહીં વાણ.
આ દેહમાંથી ( ૨ ), જો રૂંવે રૂંવે પડે છેદ;

તે કરતાં કદી અસહ્ય કષ્ટથી, ન ધરૂં દીલમાં ખેદ.
નમીને કહું છું (૨), આપ પધારો ધામ;
નહીં મુને ઝાઝું સતાવો, કરવા દો મને કામ.

—o—

## સ્થળ—અગ્નીનો દેખાવ.

હરીશ્ચંદ્ર—( ગઇ માતુ મારી જવું તેની પાસે. ) એ રાહ.
લેજો અગ્ની માતુ ભોગ તું મારો, હવે નથી આંઈ ઉગરવાનો આરો. લે૦
ચારે દીશાએ અગ્નીરે અભ્ભી, દેખી સાંત થાગે જીવ કેમ મારો;
પુત્ર નારીની શી વલે થાશે, વળી મુઝાય છે મીત્ર આ મારો.
જો હોય બીજો રસ્તો ત્યાં જાઉં. તે પણ નથી કાંઈ જાવાનો આરો લે૦
વળી આ બ્રાહ્મણ છે મુજ સંગે, તે બહુ દુઃખી થાયે બિચારો.
જો શાંત થાએ તો ભક્ષ હું આપું, આ દેહ નથી કામનો મારો.
પ્યારી, પુત્ર, મીત્ર રજા આપો મુને, તૃપ્ત કરૂં અભ્ભો ભોગ આપી મારો લે૦

તારામતિ— ગીતી.
અભ્ભી માતુ મારો, ભોગ લઇને તૃપ્ત તું થા અંગ;
આવુંછું તુજ પાસે, આજ મનમાં ધરીને ઉમંગ.

રોહિત— ( સહીયર શું દુઃખ દાખવું. ) એ રાહ.
અરે માતુ ઓ માહરી, કયાં ગઈ મુકી મુને;
તારા આ લઘુ બાળની, દયા નાવી તુને. અરે૦
પીતા મારા સુણો વાત મમ, જાવું માતની પાસ;
માતુ વિના કેમ રે'વાય, નહીં ગમે આ વાસ. અરે૦

છેડો દસ્ત તમ માહરો, જણી અમીની માંય;
વિકટ છે જાવા તણી, માત મારી છે જ્યાંય. અરે૦

હરીશ્ચંદ્ર-- ગીતી.

ગયો પુત્રો નારી, તોપણ અગ્ની શાંતી નહીં પામી;
હું જાણી એ સંગે, મીત્ર તાહરી સંગત હું વામી.

સત્યકીર્તી-ત્રણે જણને ખાધા, અભાગણી નહીં પામી શાંતી નારી;
હે અમ્મી હત્યારી, હવે ભક્ષ કર તું કાયા મારી.

—o—

## સ્થળ—કાશીની ભાગોગે વિશ્વનાથનું મંદીર.

બ્રાહ્મણો--( ધન્ય ધન્ય હરીનું નામ સકળ સહુ કર્તા છે. ) એ રાહ.

સાચું છે હરીનું નામ, સકળ જન માનોને;
ખોટું છે આળ પંપાળ, સરવ સત્ય માનોને. ટેક.
હરી ભજ્યેથી પામિયે મુક્તિ, જુક્તિ એવી જાણોરે;
તે માટે સૌ કરોને ભક્તિ, કહેવાશે જન શાણા. સકળ૦
માત તાત ને સુત સહોદર, જુઠી એહ સગાઇરે;
ખરી પ્રીત છે એક ઈશ્વરની, જાણો જગમાં ભાઈ. સક૦
માયાની આ કાયા શોભે, કાયા રોગે ભરાણીરે;
મળ, મુત્ર ને લોહી હસ્તીની, તેપર જગત મોહાણી. સક૦
પરની સ્ત્રી વેસ્યાના યારી, દુર્ગુણ જન બહુ દીઠારે;
ઇશ્વરભક્તિ કોઈ કરે વીરલા, બાકી મુખના મીઠા. સક૦
સંસાર ત્યાગી યોગ્ય સાધોને, સાચી એજ કમાઈરે;
ઈશ્વર ભજનમાં દીન ગાળોને, આ જન્મ મરણ દુઃખદાઇ.સ૦

એ દુઃખ દૂર કરોને જન સહુ, સ્વર્ગ સુખ તમ સાધોરે;
જેથી અટલી આ પાર ઉતરશો, કર્મ બંધ નહીં બાંધો. સ૦

(એવામાં હરીશ્ચંદ્ર વીગેરે આવે છે ને સહુ સ્તુતી કરે છે)

હરીશ્ચંદ્ર, તારામતિ, રોહીત, સત્યકીર્તી }— ઢીંડી.

કાશી વિશ્વનાથ, અરજ ઉરે ધારો,
દીન કીંકર સેવકને તમ તારો;
કરી આપ દર્શ સફળ કીધો જન્મારો. કાશી૦
ઘણા જન કેરાં આપે કષ્ટ કાપ્યાં,
વળી દીન જનોને આપે સુખ આપ્યાં;
આજ વિનતી કરે સેવક આ તમારો. કાશી૦
વિશ્વામિત્ર કેરૂ રૂણુ છે અમ માથે,
લેવા આવ્યો છે સેવક અમ સાથે;
હવે નથી મારો એકે અહીંયાં આરો. કાશી૦
એક સત્યતાને લીધે કષ્ટ સહુ,
જીવ જાતાં કદી અસત્ય નહીં લહુ;
ટેક રાખો પ્રભુ આપ અરે અમારો. કાશી૦
સ્તુતી કરીએ આજ ઉમંગથી તમારી,
સ્વીકારો અર્જ આપ સેવામાં અમારી;
આશરો છે અમને પ્રભુ એક તમારો. કાશી૦

(સ્તુતી કરી રહ્યા પછી નક્ષત્ર, હરીશ્ચંદ્ર વધારે દુઃખ દે છે, તે જોઈ તારામતિ હરીશ્ચંદ્રને કહે છે.)

તારામતિ— (પિયુને તજાવનાર વેરી અલંકાર.) એ રાહ.

સ્વામી કષ્ટ આવું તમે, ક્યાં સુધી સહો;

ઇલાજ નથીરે કાંઇ છુટવા ચહો.
ઋણ છે ઋષીનું સ્વામી, આપણારે પર;
નથી આપણીરે પાસે, આપવાને જર.
કષ્ટ તમ મુજ થકી, જોયું નહીં જાય;
હવે છેલ્લો પ્રાણ પ્યારા, એક છે ઉપાય.
મમ પુત્ર કેરો વિક્રય, કરો સ્વામીનાથ;
તેના દામ આવે તે, આપો નક્ષત્ર હાથ.
સોચ નહીં કરો સ્વામી, મનમાં લગાર;
વેઠવાં તે જોઇએ આપણ, દુઃખ દીન ચાર.
વિનતી આ ઉર ધારી, કરોને વિક્રય;
હેડે ધીર ધારો દીલ, રાખો નહીં ભય.
મમ પ્રિય સ્વામીનાથ, લગાડો ન વાર;
કરીને વિક્રય અમ, થાઓ છુટકાર.

—o—

## સ્થળ--કાશીનું બજાર.

હરીશ્ચંદ્ર-- રાગ મેવાડો.

કરૂં વિક્રય પ્યારી પુત્રનો, હું સત્યતાને કાજ;
નિર્દય થઈને આજરે, હું સત્યતાને કાજ. ટેક.
જે હસ્તે મેં લગ્ન કર્યું, તે હસ્તે કરૂં વિક્રય;
જે મુખેથી વદ્યો મધુર વાણી, તે મુખથી થાય ક્ષયરે. હું૦
મળ્યું મુને સુખ જેથી, તેનો કરૂં હું વિયોગ;
રે'શે સ્મરણમાં ધર્મ જેનો, હું હવે થયો દુઃખ ભોગરે. હું૦
નાગરીકો સુણો સહુ, વિત્ત ઘો આ ઠામ;

વિત્ત દઇને દાસ દાશી, લઇ જાઓ પોતાને ધાગરે. દું૦

(બંને જણ જુદાં પડતી વખતે ગાય છે.)

(પડું છું વિખુટો પ્રિયા સંગોગથી તારા.) એ રાહ.

હરીશ્ચંદ્ર—જાઓ ખુશીથી તમ આ, વિપ્ર સંઘાથે આજ. ટેક.
તારામતિ—જઇએ અમ તજીને તમને, સત્યવાદી મા'રાજ. ટેક.
હરી૦—પરણી મુને સુખ ન પામી, ઓ મારી પ્રિયા;
દુઃખ દુઃખ દુઃખ દુઃખ દીઠું, વા'લી મારે હાથ. જા૦
તારામતિ—ના ધરો દુઃખ મનમાં વા'લા, કર્મે લખીઆ લેખ;
ઉપાય કરે મટે નહીં, લગાર તે મા'રાજ. જઇએ૦
હરી૦—રે'જે હમેશાં સુખમાં, પ્યારી મારી રોજ;
કલેશ કાંઇ કરીશ નહીં, કરજે સુકૃત કાજ. જાઓ૦
તારામતિ—શોક નહીં ધરો પ્રાણ મારા, પાળુ પતિવ્રત ધર્મ;
કર્મ કરૂં ભિક્ષા કેરાં, વળી કરૂ વિપ્ર કાજ. જઇએ૦
હરી૦—પાપ પેલે જન્મ કીધાં, તેથી પામું દુઃખ;
તે સંગ વળી દુઃખી કરૂં, પુત્ર પ્યારી આજ. જાઓ૦
તારામતિ—આપ એમાં શું કરો, છે અમ કર્મનો વાંક;
તે તમને આવી નડે, સત્ય કહું છું હું મા'રાજ. જઇએ૦
હરી૦—હવે પધારો પુત્ર પ્યારી, સુખે વિપ્ર સાથ;
કરીને પ્રણામ છેલ્લા, છૂટો પડું આજ. જાઓ૦

(હરીશ્ચંદ્ર, રોહીતને જવા માટે કહેછે તેથી રોહીત કલ્પાંત કરેછે.)

રોહીતાશ્વર—(ઓધવજી સંદેશો કહેજો શ્યામને.) એ રાહ.
નહીં તજીને જાઓ પિતા મુને આહીં તમે;

આવી સદા કરૂં આપની હર્ષે સેવજો.
કેમ ગમે મુને આપના વિના એ પીતા;
પુજવા લાયક આપ છો મારા દેવજો. નહી૦
દર્શ કીધાથી સુખમાં દીન સૌ જાયછે;
આપ વિયોગે પામીશ બહુ હું દુઃખજો.
કૃપા કરીને આપની સંગે લ્યો મુને;
તોતો કાંઈક પામું હું તો સુખજો. નહી૦
જેમ પડે જળથી વિખુટી માછલી;
પડે માળાથી છુટું પક્ષી એકજો.
ઓ ટોળાંથી પડે વિખુટું વાછડું;
પડે એકલડો હોય સગાં અનેકજો. નહી૦
એ સર્વે પામેછે દુઃખ તન કેટલું;
તેટલું પામું આપ વિના દુઃખજો.
દગ્ધ વનનું પક્ષી જેમ અકળાયછે;
તેમ હું આપ વિયોગે ન પામું સુખજો. નહી૦

—૦—

## સ્થળ—અગ્નીસેનનું ઘર

તારામતી ઇશ્વરની સ્તુતી કરેછે.

( દુઃખ હતાં થઇ દુઃખ કેમ આપે. ) એ રાહ.

અહો ઇશ તેં આ દીનને શું કીધું, દુઃખી કીધાં કેમ તેં અમનેરે. ટેક.
રાજ્ય હર્યું ને સુખ હર્યું, તેં કષ્ટ દીધું તેં બહુ અમનેરે. અહો૦
કરાવ્યો વિક્રય મમ ને પુત્ર કેરો, કરી પિયુથી અળગા અમનેરે. અ૦
સ્વામી આપો હરીશ્ચંદ્ર ભવો ભવ, એવી અરજ કરૂં હું તમનેરે અ૦

( રોહીતાશ્વર પોતાના મીત્રો સાથે ફુલ વીણવા જાય છે. એટલે તારામતિ તેને શીખામણ દે છે.

તારામતિ— ભયેરવી ગજલ.

પુત્ર મારા સુણ તું, એક શીખ માહરી;
જા તું આ શિશુ સંગાથે, સેવા બજા'વા તાહરી. પુત્ર૦
રે'જે સૌ શિશુની સાથ, જઈશ નહીં તું એકલો;
દોડીશ નહીં ત્વરા કરીને, પૂઠ રહીને એકલો. પુત્ર૦
જતો નહીં તું આઘો પુત્ર, શિશુ સંગ છોડી;
સંભાળ જો મમ પુત્રને, નમું છું હું કર જોડીને. પુત્ર૦
વિનતી મારી ઉર ધારી, સાય કરો શંભુ તમે;
કષ્ટ મારાં કાપો ભોળા, આપને દાસી નમે. પુત્ર૦

—०—

## સ્થળ—કાળસેનનું ઘર.

કાળસેન— નાનકસાઇનો રાગ.

તું ઉત્રાડ મારી પ્યારી, હું તો લાવ્યો છું બેગારી;
દયા જાણી દીલમાં તારી, ભારી પડે ન આપણ નારી.
મુને મે'નત પડે બહુ ભારી, કામમાં આવે તે બેગારી;
રાખીશું મસાણી પ્યારી, સાચું કહું છું ઓ નારી.
રૂપૈયા આપ્યા છે હજારી, તુંજ પાસે થશે લાચારી;
માફ કર મુને આ વારી, ઝટ ખાવા દે મુને પ્યારી.
ખારી મસાણુ ચોખા નારી, નહીં પડે આપણુને ભારી;
મુને થાય છે બહુ વારી, ઝટ જાતું મશાણુ પ્યારી.

રંગુડી— (સ્વામી મારા છો સોહામણા ) એ રાહ.
મુઓ શીખ્યો ક્યાંથી નોકર રાખવા, નોતા પૈસા તારી પાસ (૨)
કડલાં ઘડવા મેં કહ્યું તુને, ત્યારે કીધી નિરાશ. મુઓ૦
ખાવા તને ક્યારે આપું હું, કડલાં ઘડાવી લાવ્ય (૨)
નહીંતો જઈશ હું પીયેરભણી, વળી હાંસડી વસાવ્ય. મુઓ૦
કાળશેન—શાને રીસાય મારી સુંદરી, લાવું સર્વ આ વાર (૨)
ગુલામ તારાને આમ શું કરે, હું છું પ્યારી નાદાર. શાને૦
રીસાવું મુર્ખની સંગ શું ?, ઓ મારી ચતુર નાર (૨)
પાય પડીને તુજને નમુ, નમું નમું સત વાર. શાને૦

—o—

## સ્થળ—અરણ્ય.

(રોહીતાશ્વર ફુલ વીણવા જાય છે, એવામાં તેને સર્પ ડંસે છે તેથી તે પોતાના મિત્રોને બોલાવે છે.

રોહીતાશ્વર— (દયાળુ દેવ કૃપાળુ તું.) એ રાહ.
મીત્રો મારા, આવો પ્યારા ચક્ષુ તારા, થયા ન્યારા. મી૦
ડંસ્યો મુને, આંહી ઝેરી સર્પ; ગયો લેવા હું તોરે દર્ભ. મી૦
કે'જો મુજ માત, ને ભાઈ; મુઓ છે પુત્ર તારો બાઈ. મી૦
નહીં કરવા દેજો શોક; કરો જેમ તે, પામે સંતોક. મી૦
નહીં હીંડવાની મુને આય; કરી કેમ હું આવું ત્યાંય. મી૦
હવે મારા, તમોને પ્રણામ; સૌ જગતને હવે રામરામ. મી૦

(રોહીતાશ્વર બોલતો બંધ થાય છે એટલે તેના મીત્રો શોક કરે છે.)

સર્વ મીત્રે.—    રાગ સીતાના મહીનાનો.

અરે મીત્ર વિવેકી અમને મુકીને ક્યાં ગયો:
નહી આવી દયા તુને કાંઇ, છોડી પ્રીત ક્યાં રહ્યો.
હતો ડાહ્યો સુગુણ ભંડાર, ચતુર વિલક્ષણો;
બહુ બુદ્ધીશાળી ભાગ્યવાન, તારી માએ તું જણ્યો.
જઇ કહીશું શું તારી ગત, અરે ઓ ભ્રાતરે;
અહીં મુકીને કેમ જવાય, એકલડો રાતરે.
કેમ કરીએ નહીં ઉપાય, તાબેદાર છીએ અમ;
જરા જઇએ જો મોડા ત્યાંય, તો શેઠ અમને દમે.
લાચારીથી જઈએ સહુ, તુને મુકી આંયરે;
તુને મુઓ દેખીને આજ, કંપે અમ કાયરે.

—o—

## સ્થળ—અરણ્ય.

(રોહીતાશ્વર મુએલો પડયો છે ત્યાં તારામતી મીત્રોના કહેવાથી આવે છે અને તેનું મડદુ ખોળામાં લઇ રૂદન કરેછે.)

તારામતિ—    રાગ વણઝારાનો.

ક્યાં ગયો મુને મુકીને, પુત્ર પ્યારારે;
રડવડતી કીધી આ દુઃખીને, ચક્ષુ તારારે.
હતો આધાર એક તાહરો, પુત્ર પ્યારારે;
સ્તંભ તુટયો તું માહરો, ચક્ષુ તારારે.
હોત જો તુજ પીતા પાસ, પુત્ર પ્યારારે;
તો સુખની રે'ત કાંઇ આશ, ચક્ષુ તારારે.

કોણ જાણે તે ક્યાં હશે, પુત્ર પ્યારારે;
હવે આ જીવ ગાહરો જશે, ચક્ષુ તારારે.
નહીં આવી દયા તારી માતની, પુત્ર પ્યારારે;
કેમ સુતો તું અહીંયાં શાંતથી, ચક્ષુ તારારે.
એક વાર તું બોલ મુજ સંગ, પુત્ર પ્યારારે;
કંપુ જોઈ દશા આ તાહરી, ચક્ષુ તારારે.

રાગ ઓખાહરણ.

પુત્ર રોહીત ઉઠ બેઠો થાને, કેમ તજી દુઃખણી તારી માને.
તુને જોઇ વીસારતી દુઃખ, હવે કેમ પામું અંગે સુખ.
પુત્ર જનમ ધરી દીઠું દુઃખ, નહીં તુજ કરમમાં સુખ.
કેમ વેરી થયો અરે તુતો, પર પથારીમાં કેમ સુતો.
અખંડ ઊંઘ તેં અંગે ધારી, હાય બાપુ દશા શી આ તારી.
ઓ વિધાત્રી તું થઇ વેરણ મારી, શીઆ બાળનું સારૂં વાળ્યું ભારી.

--o--

## સ્થળ—સ્મશાન.

(કાશીનો રાજા તારામતિને માથે આરોપ મુકી કાળસેન સાથે તેનો વધ કરવા માટે મશાણ ભુમીમાં મોકલેછે. અને કાળસેન હરીશ્ચંદ્ર ને સોંપે છે. અને તારામતીને હરીશ્ચંદ્ર બંન્નેને આરસ પરસ ઓળખવાથી પોતાના દુઃખનો વિલાપ કરેછે.)

ભૂપ કલ્યાણ.

હરીશ્ચંદ્ર--અહો પ્રિયા મારી, શી આ દશા તારી;
કહે તું મુજને સત્ય સર્વે, અત્રે વિચારી. ટેક.

તારામતિ--અગ્નીસેન બ્રાહ્મણને ત્યાંહી, કીધો વિક્રય આપ;
સોંપ્યા કારજ મમ પુત્રને, તેમાં થયો પસ્તીતાપ.

પ્યારાં મારા અહો, વૃતાંત આપ કહો;
અત્રે વશ્યા શા થકી તે, મમ પાસે લહો. ટેક૦

હરી૦--વિક્રય કરીને તુજ પુત્રનો, ઋણ આપ્યું રૂષી રાય;
વળી માગી નક્ષત્ર દક્ષણા, કરવો શો ઉપાય. અહો૦
તારામતિ-એક દીન મીત્રોની સાથે, મોકલ્યો રોહીત પુત્ર;
ગયો તે વનમાં પુષ્પ લેવાને, ત્યાં થયો સર્પ કપુત. પ્યારા૦
હરી૦-કાળસેન ચંડાળે લીધો, આપી મોહોર હજાર;
સોપ્યું કામ મુને મુડદાનું, જુએ અત્રે આ વાર. અહો૦
તારામતિ-ડસ્યો કાળ જે આપ પુત્રને, કહી મીત્રોએ વાત;
રજા લઇ હું ચાલી ત્યાંથી, દીઠો ચત્તાપાટ. પ્યારા૦
હરી૦-મુડદાના મુખ કેરા ચોખા, ભક્ષણ કરવા સાર;
ઝટ તું તારૂં શિર કપાવા, હવે થારે તૈયાર. અહો૦
તારામતિ-ઉચકીને હું લાવી અહીંઆં, દેવા અગ્ની ડાગ;
સળગાવી ચીત્તા હું જેથી, નાખવા સાધુ લાગ. પ્યારા૦

હરી૦-સ્ત્રી હત્યા કહી સાસ્ત્રોમાં, સર્વ હત્યાથી સાર;
પણ સતના પ્રભાવે કરીને, કરવી પડે તુને ઠાર. અહો૦
તારામતિ-એકદમ આવી આપ અત્રે કીધી મને નિરાશ;
કર આપનો લેવા માટે, ગઇ પાછી હું ખાશ પ્યારા૦
હરી૦-દૈવ ગતી ન્યારી છે પ્યારી, કોઈ ન પામે પાર;
રંક હોય તે રાય બનાવે, રાય થાય નાદાર. અહો૦
તારામતિ—દીઠો માર્ગમાં મૃત પામેલો, રોહીત જેવો બાળ;

નિચું જોઈ હું નિહાળું તેને, આવ્યો એવે રક્ષપાળ. પ્યારા૦
હરી૦—એમાં દૈવને દોષને દૈએ, દોષ કરમનો હોય;
પુર્વ ભવે જે પાપો કીધાં, તે નડતર આંહી હોય. અહે૦
તારામતિ—એકદમ બાંધીને મુને, લઈ ગયા રાજા પાસ;
ગુનો શિરે મુકી મોકલી, કરવા અતિ નાશ પ્યારા૦
હરીશ્ચંદ્ર——સર્વ તુજ વૃતાંત સુણીને, થયો વાંકેફ હું મન;
ધ્યાન હરીનું ધરીને મનમાં, કપાવ્ય તારૂં તંન.
(જેવો હરીશ્ચંદ્ર, તારામતિ ઉપર તલવાર ઉગામવા જાય-
છે, એટલે શિવ વીગેરે અતરે અંતરધ્યાનથી પ્રગટ થાયછે
અને તારામતિને બચાવેછે.)

# સમાપ્ત.

# જાહેર ખબર.



સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે અમારી દુકાને નીચે લખેલાં પુસ્તકો વેચાથી મળશે.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| ભર્તુહરીના નાટકનાં ગાયન.... ... ... | ૦ | ૨ | ૦ |
| હરીશ્ચંદ્ર ને તારામતીના નાટકનાં ગાયન... | ૦ | ૨ | ૦ |
| બાસુદીપુરીનો ફારસ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| ગોપીચંદ રાજાનો ખેલ... ... ... ... | ૦ | ૨ | ૦ |
| શરણીકનો રાસ તથા અષ્ટપ્રકારની પુજાઓ વાધી સહીત ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| સ્વયવરોદય નાટક ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| વીલાસચંદ્ર કુસુગવિચિત્રા નાટક ... ... | ૦ | ૧૨ | ૦ |

આ સીવાય વૈસ્નવ ધરમના તથા જૈન ધરગનાં પુસ્તકો, વારતાઓ તથા સરકારી ચોપડીઓ વાગેરે બીજી ઘણી જાતનાં પુસ્તકો અમારી દુકાનેથી રોકડી કીમતે વેચાથી મળશે. જેઓને જોઇએ તેમણે પોસ્ટપેડ કાગળ લખવો. નોટપેડ પત્ર લેવામાં આવશે નહીં.

બુ. છોટાલાલ છગનલાલ.

ઠે. અમદાવાદમાં રીચીરોડ ઉપર.

